श्री

# कच्छ मांडवी शेहेरनु वर्णन.

## ભાગ પેહેલો.

રચીને પ્રસિદ્ધ કરનાર.

ડા૦ રણછોડદાસ ભીમજી વિસાણી.

કચ્છ માંડવીના

દોહરા.

પાંચ બાર શું નસેં. અને ચોરાસી જન જ્યાંયે;
દસસેં બ્યાસી ગામમાં, મુખ્ય માંડવી ત્યાંયે. ૧
પાંતરીસ નવસેં અને, એંસી જન વિસ્તાર
સુંદર સોહાએ માંડવી, વાંચી કરો વિચાર. ૨

આવૃતિ ૧ લી.—પ્રત ૨૦૦૦.

અમદાવાદ.

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં"
નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યું.

સંવત ૧૯૪૬. સને ૧૮૮૯

કિમ્મત દોઢ આનો.

૪૧-૨૩

# કચ્છ માંડવી શેહેરનું વર્ણન.

## કવિત મનહર છંદ. (૧)

કચ્છ દેશમાં પ્રવેશ કરી જાણે કોય નર,
આવતાં ઉમંગ સાથે મન રંગ ભર્યું છે;
રાઓ તણો સુશોભીત બાગ છે પ્રખ્યાત તેમાં,
એક એક શેહેર જોવા જેવું ધામ ધર્યું છે,
માંડવીને ભુજ જેવું અંજાર આદીક ઠીક,
ઠાઠ માઠ કરી વળી જોતામાં સુધર્યું છે,
મેડીઓ હવેલીઓ મોલાત જાણે છે વિલાત.
જાત જાત તણું કામ કારીગરે કર્યું છે.

( કાંઠાનો રસ્તો.)

## કવિત. (૨)

કારી ઘોરી કાંકરીને, માટી માંહે મેલવીને,
સપાટી જમીન કરી સડક બનાવી છે;
આશપાસ પીંજરામાં પીપડાને લીંબડાની,
બની બહુ બે હારોમાં સોભા ઘણી સારી છે.
ગ્રંથશાળા દવાશાલા વિદ્યાશાલા સાથેવલી,
હારીસોની હારબંધ જોવા જેવી આવી છે;
ડંકાનો દેખાવ જાણે દુનિઆંનો લાવ લેવા,
હજારો વિચિત્ર લોકોની સ્વારી સિધાવી છે.

## ગરબી. [૩]

(સારૂ સારૂં રે સુરત શેહેર મુંબઈ અલબેલી. એ રાગ)

સારૂં સારૂં રે સુંદર શેહેર કચ્છ માંડવી કૈએ,
જ્યાં નારાયણની મહેર જોવાને જૈએ.

કચ્છ માંડવીમાં માતા મોટી, શ્રી આશાપુરી દેવીરે;
પરંપરાએ રાજકુલ તેને, અંતઃકરણથી સેવી. જોવાને.
મહારાજાએ મનથી માન્યું, મોટું બંદર મારૂંરે;
અજબ કોઠા કિલીદાર બનાવ્યા, જાતે જોવા ધાર્યું. જોવાને.
જોવા આવે સૌ મન ભાવે, ખેંગારજી માહારાજારે;
સાંજ સવારે નિત નિત નોબત,ને વળી વાજે વાજાં. જોવાને.
બાહેર હરવા ફરવા સારૂં, કુચ કરીને જઈએરે;
શું શું જોવા જેવું ત્યાં છે, તે જોવાને કઇએ. જોવાને.
દરીઆ કાંઠે સહુથી પેલી, મશીદ જોતાં સામીરે;
ત્યાં બૌ માલ ઉતારૂ આવે, કોઈ કપટી કોઈ નામી. જોવાને.
હારીસું હરદમ કરવાની, રાવે આપી રજારે;
એક નમુના એક શિકલની, નહીં કરશે તેને સજા. જોવાને.
ત્રણ હારીસુ ત્રણ જણાની, એક નમુના કારીરે;
શું સુંદર દેખાવ દિશે છે વચમાં ભાટીઆવારી. જોવાને.
રૂખમૈયાની નિરમલ સરિતા, રૂખમણી હરણ ઈહાંથીરે;
રૂખમૈયાને પાટા પાડ્યા, લોકે જાણ્યો ત્યાંથી. જોવાને.
તે ઉપર મજબુત બંધાણો, સુંદર સારો પૂલરે;
પાણી વિણ ત્યાં દોડે ગોડા, ગાડી ઉડે ધુલ. જોવાને.

આવે જાવે જાજ ઘણા ત્યાં, લઈ આવે બૈ માલરે;
બંદર ઉપર વહેંચી કાઢે, વચમાં રહી દલાલ. જોવાને,
શેહેર વિશે બૈ સરસ કરી ત્યાં, કન્યાશાલા સારીરે;
બાળકીઓ વિધવિધનાં ગીતો, ગાવા રહી ઉતારી. જોવાને.
ધન્ય છે મથુરા લવજી તુજને, 'જમકુ' કન્યાશાલા રે;
પુસ્તકશાલા તેંજ વધારી, ગુણ ગાશે તારા બાલા જોવાને.
નવી ઈમારત ખોજા વાળી, ભાટીઆની પણ જોવીરે;
ઠકર લોવાણા નાત તણી, તે મનથી પણ નવ ખોવી. જોવાને.
પુસ્તકશાલા પ્રેમે પરખો, ખલફાન ઈસ્કુલ સારીરે;
*હાઈસ્કુલમાં મણા નથી, જ્યો હાલ દવાશાલા ભારી.જોવાને.
રાઓતણી મોલાત અસલની, જોવા વિણ નવ મૂકોરે;
દીવાડાંડી અજબ બની તે, જોવા વિણ નવ ચૂકો. જોવાને.
હોડીઓ કોઠો જોવા જેવો, હોડ કરે ત્યાં જાજીરે;
જેમ સટો કોઈ બટો અપાવે, તેમ દેખી થાયે રાજી. જોવાને.
સુંદર સંસ્કૃતશાળા સારી, સુખલાલ ગિરની ગમવારે;
બ્રહ્મપુરી ત્યાં નવી કરી છે, ચોરાશીને જમવા. જોવાને.
હાલ ખાણોતર તલાવમાં છે, કરવાની તો તરતરે;
બીજી બાબત તે સાથે છે, નલ કરવાની સરત. જોવાને.
તે નલ બાંધી પાણી સાંધી, લાવી મૂકો નલમાંરે;
તે નલજો સંપૂર્ણ થયો તો, લૈ આવો તે પલમાં. જોવાને.
રાવડીવાડી રાઓ તણી ત્યાં નાવાને સૌ આવેરે;
આભડછેટ લઇને સૌ તે, અભડેલો ધોવાએ. જોવાને.

---

* હાઈસ્કુલ તેમાં હાલ દવાશાળા છે.

તલાવ વચમાં પઘોવાવ છે, ખુબ ખરી ત્યાં ઉંડીરે;
ભોળા લોકો એમ ભણે, માંએ ડાકણ પેઠી ભૂંડી. જોવાને.
લાખાસરનો તલાંએ ફાટો એવી લોકો વાણીરે;
અખુટ તેમાં નિરમલ ભરવા, કો નવ આવે પાણી. જોવાને.
તે પાસે એક દવાશાલા છે, દાતુ ખોજાવાલી રે;
સુંદર તે ઈમારત દીશે, લોકોને સુખકારી. જોવાને.
શિંગજીભાઇની મેડીને પણ, જોવા જાવું જનનેરે;
શું કશબીએ કામ કર્યું છે, તેનો ખ્યાલ થાય છે મનને. જોવાને.
માંડવીમાં તો મેવા આવે, મસકતનાં પણ મીઠારે;
શુંનારંગી વન ફલ કેલાં, મુંબઈનાં પણ દીઠા. જાવાને.
કોઈ દી આંબા કોઈ દી લીંબુ, કોઈ દી અનોરા આવેરે;
કોઈ દી કાચી કેરી સાથે, ફેરી વાલા ફાવે. જાવાને.

કચ્છ માંડવી તો બંદર મોટું ખોટું ત્યાં શું કૈએરે;
ગરબી ગાતાં વરણુન થાતાં, અનેક બાબત લૈએ. જોવાને.

ભજો ભવાની ભજો મહેશ્વરી, ભજો વાગદેવી માતા;
વિનતી કરજોડીને કરીએ, તે આપે સુખશાતા. જોવાને

ભૂલ ચુક જો હોય કવીની, કરીએ દરગુજર જ્ઞાની;
માફી એટલી માગું સજ્જન, જય સચિતાનંદ સ્વામી. જોવાને.

સંવત ઓગણીશે પીસતાલીસ, ચૈતર ચિતમાં ચાલેજોરે;
મીતીઆને ત્રન શેણુને ગણીએ, વાર મંગળ કેજો. જોવાને.

એ આંબામાં બત્રીશ કેરી, કોએ કાચી કોએ પાકીરે;
કોએ કડવી કોએ મીઠી તેની, કરતા માગે માફી. જોવાને.

ભૂલ ચુક તમે માફ કરોને, કહે કવી કરજોડરે;
આ ગરબી તમે ગાઈને અંતે, કહો જય જય રણછોડ.જોવાને.

### ત્રોટક છંદ. (૪)

(વરશે ગરજે ચઢીને ઉતરે. એ રાગ.)

જુઓ બંદરમાં અતી જાજ ઘણી, આવી સોભી રૈછે પાજ ભણી.
મળી મેદની ભારી ઉચાર કરે, કોઈ મુંબઈ જાવા ચિત ધરે.
જઈ વળી જોશું બંદરમાં, મોટી બોટ જુઓ જઈ અંદરમાં;
લઈ માલ અથાગ ઉતારે તીઆં, દેશ દેશ તણા જન ઉભા જીયાં.
ચડવા રૂત એરંડીઆં છે ઘણા, વળી લશણુ સાથ અનાજ મણા
ગૃત ગોળને સાકર ખાંડ ઘણી, ચિત ચાખવા કો જન ચાએ ઘણી.
શ્રીફલ ફલતો અતી આવે ઘણા, લલચાય લેવા બહુ આવી જણા;
દીઠાં દાડીમ દ્રષ્ટે સુંદર છે, એવું શોભી રહ્યું બહું બંદર છે.

### લાવણી. (૫)

(કોયલ સુર દિલને લાગે આનંદકારી. એ રાગ).

શું અજબ બન્યું આ શેહેર માંડવી ભારી,
કરી કોઠાને મજબુત તોફ શણગારી;
છે અશ્વશાલા બૈ મનને હરખ ઉપજાવે,
ત્યાં અશ્વ કરે ખોંખાર જનો હરખાવે.
વળી હસ્તીશાલા ત્યાંએ બીજી ગૌશાલા,
વળી ભણુતર ભણવા કાજ જાએ બૈ બાલા;
બૈ ધર્મશાલા છે ધીંગા ધણીની ધારી,
કરી એક નમુનાકાર ઘણી શણગારી.

છે કષ્ટમ હાઉસ નવી કરી સરકારી,
તે જગાત લેવા કાજ બની દરબારી;
ત્યાં વીશીવાલા ઘણા બેઠા છે ગમવા,
દઈ દામ મુસાફર જાય વળી ત્યાં જમવા.
એવી થોકે થોકે રઈ રચના બૌ ભારી,
તેનો વરણન કરી શું ગાય કવી વીસ્તારી;

**કવીત મનહર છંદ. (૬).**

જોઇ વલો જાત જાતનાં વિલોકી વસ્ત્ર વળી.
ચોપાટી બજાર જેવી શાક મારકીટ છે.
અંજીર અનાશ ખાશ દ્રાક્ષને દાડમ કલી.
વળી તીઆં અથાણું અનેક આદી ઠીક છે.
સુખડીઆ સારી રીતે સુખડી બનાવી કરી.
ભુખડી મટાડે એવી સુખડીની રીત છે;
પૂના તણા પાન અને વાંકડી સોપારી સાથે.
એલચી લવીંગ પટી પાન તણી નીત છે.

## બજારનું વરણન.

**(બનજારા એ રાગ.)**

જુઓ કચ્છ માંડવી સારી, જઈએ બજાર જોવા જારી,
સોભે સામ સામા વલી હાટો, કોઈ કરવા બેઠા સાટોજી;
એવી અનેક રચનાં ભારી, જઈએ બજાર જોવા જારી,
જૈએ સાંજે ફરવા જ્યારે, ટોળે ટોળાં મળતાં ત્યારેજી.

તેમાં કોએ નરો કોએ નારી, જઈએ બજાર જોવા જારી.
હાટે કાપડીઆને જહીએ, જે જોઈએ તે જઈને લઈએ;
તેનો ભાવ કહે એક નારી, જઈએ બજાર જોવા જારી.
લેવા અનેક મન લલચાયે, છીંટ રૂમાલ ઉપર થાએજી.
કોએ નીલી પીલી કાલી, જઈએ બજાર જોવા જારી,
કોએ ઉંચી મલમલ લે છે, કોઈ દેશી વિલાતી કે છેજી;
તેમાં કોય છે કારી ધારી, જઈએ બજાર જોવા જારી,
વેચે કીનખાબ ગજગજના, વેચે કામ કૂરેંચી કસબનાજી.
વેચે શેલાડીને સાડી, જઈએ બજાર જોવા જારી.
વેચે પાંનાને પુંખરાજ, વેચે માણક જડીએ તાજજી,
જેની જ્યોતી મીનાકારી, જઈએ બજાર જોવા જારી;
વેચે લીલમનાં વળી પાનાં, વેચે ઉંચા મોતીના દાણાજી,
તે તો સોભાવે બૈનાથી, જઈએ બજાર જોવા જારી.
વેચે સોનાની બૈ લંગડી, વેચે ઉંચી બનાવી બંગડીજી,
વેચે બાજુ બંધ બધારી, જઈએ બજાર જોવા જારી.
કોઇને જાતે જોઇએ અકોટા, કોઈ બે બે પેરે જોટાજી;
કોઇને વીંટી હાથે વાલી, જૈએ બજાર જોવા જારી.
જઇએ ખોભાત્રીને હાટે, નવરંગીત વસ્ત્રો માટેજી;
એક ખોંભી બીજી સાડી, જૈએ બજાર જોવા જારી.
કે તેલ વેચે છે તેમાં, કેક સુખડીઆ છે એમાંજી;
એવા અનેક છે વેપારી, જૈએ બજાર જોવા જારી.
પેટીવાલા સુતાર સારા, બીજા શીસમનાં સંગાડાજી,
ઘડી રાખે બહુ ત્યાં બારી, જૈએ બજાર જોવા જારી.

કોઈ ધાણી વેંચે વાવા, કોઈ મંડી જાય ત્યાં ખાવાજી,
સાથે ચટણીને આચારી, જૈએ બજાર જોવા જારી,
નકો નામે છે એક ગાંધી, તેણે ત્રુટલ તાંકડી સાંધી,
બાંધી દોરા બહુ બંધકારી, જૈએ બજાર જોવા જારી,
ગાંધી વેચે છે ત્યાં વસાણા, સાથે ગુગરને વલી ધાણાજી,
મરી દાલચીની ત્યાં દાડી, જૈએ બજાર જોવા જારી.
એહા બજારે બહુ બાવા, કોઈવખ્ત મંડી જાયે ગાવાજી,
તાલ તંબુરો લલકારી, જૈએ બજાર જોવા જારી.
બીડીવાલા સહુથી બમણા, જેનાં હાટ ઘણાં છે હમણાંજી,
સાથે વેચે છે સોપારી, જૈએ બજાર જોવા જારી.
ફોટોગ્રાફો મૂલજી જોશી, સેવે સુંદર વરને હોંશીજી,
તેને કેમ મૂકો વીસારી, જૈએ બજાર જોવા જારી.
એવી સુંદર સોભે બજાર, જોયાં હાટો હારો હારજી.
કર્તા કેમ કહે વિસ્તારી, જૈએ બજાર જોવા જારી.

## રૂખમાંવંતી નદી વિશે.

### કવિત મનહર છંદ (૮)

રૂખમાંવંતી સારી સતી, સરીતાને તીર ગતી,
ધુએ ચારૂ ચીર તહીં, અતી ઘણા ગાટ છે.
બાગને બગીચા આશપાસ, ફરી વળો વળી,
જહીં જાઓ તહીં સ્વચ્છ, નાવાઓના ઠાઠ છે.
પ્રાતકાળે ઉઠીને, સિધાવજો ત્યાં જોવા જાણે,
જુવત્તીઓ તણા ટોળાં, જાવા તણી વાટ છે.

નાના મોટા નાવ તણી, હજારોની હારો હાર,
ગોઠવી ઘણાક રાખી, રહ્યા ઠાઠમાઠ છે.

(કુવાઓ વિશે-ગરબી) (૯)

ચાલો ચાલોને સૈયર આજ, પાણી ભરવાને.
મારા કંથજી કેરે કાજ, પાણી ભરવાને.
કીયા કુવાનું પાણી ગમશે, તે જાણે ભગવંતરે,
માટી હશે કે કચરો હશે તો, આણે મારો અંત, પાણી.
પાણી ભરવા જઈશું પહેલા, આ બાવળીઆ વારોરે,
બીજી કે અમે નૈ ભરીએ એનો, પાણી પીવે ખારો, પાણી.
પાની ભરવા જાશું બીજે, ટકડાનો લઈ ડમકેરે,
વડવાળીમાં કચરો દીઠો, નૈ ભરવા મારૂં મનકે. પાણી.
તો જૈએ જ્યાં કારી ખુવડી, તે પાણી છે સારોરે,
કઈએક બાઈઓ ઉભી રહી, તેનો નૈ આવે હવે આરો. પાણી.
ઉજલોને વળી આંબો જેવો, પુરણ પતાશો પેખોરે,
જળ ભરવાને સર્વે સજની, ઉભી છે તે દેખો. પાણી.
ચંદન ચુડી છે બહુ રૂડી, નિરમળ તેમાં ભરજોરે,
પદાવાવ જો સાફ કરી તો, તે તરફે પણ ફરજો. પાણી.
માટીની ખુવડી છે તેમાં, માટીવાળો પાણીરે,
તે પીધાથી પેટ વધે તો, પીડા તેની જાણી. પાણી.
ચાર કુવાને કેમ વિસરીએ, સાચું જાબ અગરણીરે;
અસલ પીપનો સૌથી સારો, તે કહું છું હું વરણી પાણી.
રૂખમાવંતી કેરો પાણી, આણી આપો આજેરે;
ધન ધન કહું છું તે પટરાણી, કંથ પોતાનાં કાજે. પાણી.

( દેવસ્થાનનો વરણન—રાગ ઊપરનો. ) (૧૦)

જોયું જોયું રે માંડવી શેહેર, મનમાં બહુ ભાવે,
ત્યાં નટવરજીની મેહેર, દરશણ સૌ આવે. દરશણ.

માંડવીમાં તો મોટું મંદીર, અસલ નારાયણ નામરે,
પાણી વાટે સહુને માટે, દે દરશણનું ધામ. દરશણ.

શાક બજારે ઉત્તમ સેવ્યું, સુંદરવર સાક્ષાતરે,
મધ્ય બજારે સોભે મંદીર, દરશણ દે દિન રાત. દરશણ.

રાણેશ્વર કિલ્યાણેશ્વર ત્યાં, મહેશ્વર લિંગ પુજાએરે,
નવ નોરતામાં રંગમાં રમતાં, ગમતા ગરબા ગાય. દરશણ.

દેવ નારાયણ જાગનાથ વળી, નાગનાથ બહુ નિધેરે;
કોટેશ્વર કિલ્યાણ કરે છે, જોતેશ્વર છે સિદ્ધ. દરશણ.

(નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ રાગ.)

તમે જુઓ શ્રી કચ્છ માંડવી જૈને, તમે.

અશાડ શ્રાવણ મેઉલા વરસે, નીર જાએ છે વઇને,
પ્રાતસકાળે લોકો ઉઠીને, સ્નાન કરી વસ્ત્ર ધોઇને. તમે.
ગનમન મેમ ઝટા રઈ છાઇ, પૂર આવે તે મૈંને;
પાટ પુજા અરથે સૌ લોકો, ફૂલ જાએ છે લૈને. તમે.
સુંદર જળનો લોટા ચડાવે, નાગનાથને જૈને;
આશપાસ બહુ બાગ બગીચા, ચાલીએ વચમાં થૈને. તમે.
બ્રહ્મપુત્રો સૌ સાથે બેઠા છે, દક્ષણા તેઓને દઇને;
શ્રાવણ વદને અમાસ સોમતી, કરતા ઉચ્ચારે કૈને. તેમ.

## વિજયાદશમી-લાવણી. [૧૨]

ભાત ભાતની સુખડીઓને દેખી મન રંજન થઈએ,
વજયાદશમીને દાડે અમે બજાર જોવાને જઈએ. ટેક.

રાત સમે ઉજાસ અતી છે લોક થોકે થોક ઉભા,
કોઇ કુણબી કોઇ સલાટ આદી બજાર લેવાને થોભ્યા,
કોઇ કચવડી કોઇ ભજીઆંને કોઈ પૂરણપુડી લૈએ. વિજયા.

ભાત ભાતના માલપુડાને મોતીચુર મન ગમતા છે.
કોઇ જલેબી જાંબુ સાથે કોઇ મેસુર લઇ જમતાછે,
ખાજા તાજા સરસ લઇને દામ રોકડા જઇ દૈએ. વિજયા.

ગુલુ ગેબર ઘણા કરીને કથરોટોમાં ખડકે છે,
કુણબી આદી અનેક ઉભા જોઈ મનેથી ભડકે છે,
દેદરી પેપરી નામ કઇને સમજે નઈ તો શું કહીએ. વિજયા.

બાસુંદી તો બની બેવડી એવા અનેક વાનો છે,
સિંગુની તો સેવ સુંવાળી વળી પાંચ પકવાનો છે,
મોનથાલ મન ગમતો દેખી જાત ભાત લેખી લૈએ. વિજયા.

ગગન ગાંઠીઆ ઘણા કર્યા તે જઇ પટેલોને લેવા,
ત્રણ ભાતનાં બરફી પેંડા ત્રણ ભાત લાડુ કેવા,
હારબંધ હાટો સુખડીઆ જોઇ અજાયબ શું થૈએ. વિજયા.

## દીવાળી—કવીત. [૧૩

દીવાળીના દાડા દશવીશ નવ સુકી દૈએ,
ઠામ ઠામ દીવા કેરી રૈએ આ દીવાળી છે,

દારૂખાનું તોપખાનું તડાકા કરેને વળી,
સરસ શ્રંગાર કરી રૈએ આ દીવાળી છે.

કામનીને કંથ કહે ઉત્તમ આભુક્ષણને,
ઉત્તમ સુવસ્ત્રો પેરી લઈએ આ દીવાળી છે;
ખાન પાન રાગ રંગ તાઉસ ને મોર ચંગ.
અનેક વાજીંત્ર જોવા જઈએ આ દીવાળી છે;

લેણ લઈએ દેણ દઈએ ચુકને હિસાબ કઈએ.
વરસ વીત્યો તો તેની યાદી આ દીવાળી છે;
રંગ મોલ જેવા જાણો જુમખોને હાંડીઓમાં,
અનેક પ્રકાશિત પ્રકાશી આ દીવાળી છે;

ઉંચા દીવા નીચા દીવા દેવ દરબાર દીવા,
ઠામ ઠામ દીવા દીવાની બની દીવાળી છે;
કામનીને કહે કંથ ઈદ્રાપુંરી જેવો પંથ.
લંકાને લજાવે એવી આ દીવાળી છે.

## બનજારા. (૧૪)

કૈએ જોવા જેવી જાણી, તે તો કચ્છ માંડવીની વખાણી.

કૈએ સુંદરવર સાક્ષાત, તેની દેવ તણી છે જાતજી;
તેની કીર્તિ જગમાં જાણી, તે તો કચ્છ માંડવીની વખાણી.

શ્રાવણ વદી નવમી કૈએ, જોવા અસ્વારી જનમાં જઇએજી,
થાએ આનંદની એંધાણી, તે તો કચ્છ માંડવીની વખાણી;

ધોલ નોબત વાગે નગારાં, વાગે સુરણાઈના ગણકારાજી,

જાએ ભરીઆ બૌ જ્યાં પાણી, તે તો કચ્છ માંડવીની વખાણી
સુંદર સરોવર ટોપણુશ્વર છે, ગટા ગેરી રૈ બહુ વડછેજી,
તીઆં અસ્વારી રૈ થોભાણ, તે તો કચ્છ માંડવીની વખાણી.
મુલજી માહારાજ સેવક કૈએ, આપે તુલશી તે હાથે લૈએજી
એવો મહોત્સવ આજ વખાણી, તે તો કચ્છ માંડવીની વખાણી.
શ્રાબણ વદને નોમ છે નિરવી, ત્યારે નાની શ્વારી કરવીજી;
તેની વાત તે જોઈએ જાણી, તે તો કચ્છ માંડવીની વખાણી,
ત્યાં નો નારાયણ જાય નાવા, વળી બેશી જાય ત્યાં ખાવાજી,
એવી રીત રહી છે પુરાણી, તે તો કચ્છમાંડવીની વખાણી;
ખાવા બેસે તે ભોજન કૈએ, તેની સેશ તે આપણ લૈએજી.
તેથી પાવન થાએ પ્રાણી, તે તો કચ્છમાંડવીની વખાણી.
હરી હરને સૌ ગાય હરખી, મળી મેદની સાથે સરખીજી,
જોવા જાતે ભીડ ભરાણી, તે તો કચ્છમાંડવીની વખાણી
ભાત ભાતનાં વેશ બનાવી, ચાલી મધ્ય બજારે આવીજી
સાથે વાજીંતરની વાણી, તે તો કચ્છમાંડવીની વખાણી
ભગ્ત ભજન કરે ભગવતનાં,જેઓ માલીક છે આ જગતનાજી.
તે તો ગાય છે રાગને તાણી, તે તો કચ્છમાંડવીની વખાણી
જાંઝ મૃદંગ તાઉસ સાથે, તાણી રાગ બજાવે હાથેજી;
ગાએ ગોવિંદ સારંગ પાણી, તે તો કચ્છમાંડવીની વખાણી

(એજ રાજ.)

એક સુંદર શેહેર આબાદ, કચ્છ દેશમાં પ્રખ્યાત છે.
તેને લોકો આણે યાદ, કચ્છ પ્રાંતમાં પ્રખ્યાત છે.

પુન્ય પેલા શ્રીખેંગાર, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
કર્યો કોટ તણો સણગાર, કુચ્છ પ્રાંતમાં પ્રખ્યાત છે.
તે તો સોલસેં છત્રીસ સાર, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
પહેલાં રાએપર નામ ઉચાર, કુચ્છ પ્રાંતમાં પ્રખ્યાત છે.
છે સમુદ્ર કિનારે ગામ, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
તેનું માંડવી સુંદર નામ કુચ્છ પ્રાંતમાં પ્રખ્યાત છે.
તેનું વરણુ કીધું આજ, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
તેમાં રજપુતનું રાજ, કુચ્છ પ્રાંતમાં પ્રખ્યાત છે.
બની સુદર સેહેર બજાર, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
તેમાં લોકો ચાલીસ હજાર, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
કુચ્છ દેશમાં મુખ્ય આ શેહેર, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
છે પરમેશ્વરની મેહેર, કુચ્છ પ્રાતમાં પ્રખ્યાત છે.
છે બાગ બગીચાને હોજ, કુચ્છ પ્રાંતમાં પ્રખ્યાત છે.
મન ગમતી મારો મોજ, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
છે છત્ર પતીનું રાજ, કુછ પ્રાંતમાં પ્રખ્યાત છે.
શ્રી ખેંગારજી માહારાજ, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
છે સુરાનો સરદાર, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
જેની તેજી છે તલવાર, કુચ્છ પ્રાંતમાં પ્રખ્યાત છે.
છે ઈશ્વર સમ સાક્ષાત, કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
તેની જાડેજાની જાત, કુચ્છ પ્રાંતમાં પ્રખ્યાત છે.
તેને છેવટ કરૂં પ્રણામ કુચ્છ દેશમાં પ્રખ્યાત છે.
રહો અવીચળ પામો નામ, કુચ્છ પ્રાંતમાં પ્રખ્યાત છે.

## સમાપ્તિના ચબોલા.

નઈ પીંગળ નઈ છંદ, નૈ જાણું વ્યાકરણી;
ઉમંગથી આ કાવ્ય કવીતા કરતા ઓચરે.
કવીતા કવીનો દાસ, આશ નહી કવીની મનમાં;
કવી પદનું નૈ જ્ઞાન, કવીતા કરતા ઓચરે.
પેલીવાર પ્રત્ન કરી, કૌ કવીતા જનને;
દૂર કરો હોય દોષ, કવીતા કરતા ઓચરે.
ભૂલ ચુક ભરપૂર, સુર નવ ટીકા કરતા.
છેલી કરૂં સલામ કવીતા કરતા ઓચરે.

# સમાપ્ત.

## જે સાહેબોએ આ ગ્રંથને અગાઉથી આશરો આપ્યો છે તેઓનાં નામ આ ગ્રંથમાં નીચે દાખલ કીધાં છે.

કચ્છ માંડવી વાલાના નામ. નંગ.

ઠા. રતનસી લીલાધર. ધારાણી................૧૦૦
ઠા. ત્રીકમદાસ ભીમજી. ભગત................૧૦૦
ઠા. ગોરધનદાસ લક્ષમીદાસ. લુરેચા ..............૨૫
ઠા. ત્રીકમદાસ કાહાનજી..........................૨૫
ઠા. વીરજી વી. રણછોડદાસ લુરેચા..................૨૫
ઠા. ખીમજી વી. દામોદર...........................૨૫
ઠા. વીસનજી વી. સુંદરદાસ.........................૨૫
ઠા. લક્ષમીદાસ વી. હરીદાસ છગાઈ....................૨૫
ઠા. મથુરદાસ વી. ત્રીકમદાસ કાપડીઆ...............૨૫
ઠા. ત્રીકમદાસ રવજી.............................૨૫
ઠા. ગોરધનદાસ જેઠાણી...........................૨૫
ઠા. કસનદાસ વી. નાણજી..........................૨૫
ઠા. નાણદાસ વી. ત્રીકમદાસ ભજરીઆ................૨૫
વાએડા. દામોદર મુરાડજી ગાંધી......................૨૫
ઠા. ત્રીકમદાસ વી. લીલાધર..........................૧૫
ઠા. કરસનદાસ કિલ્યાણજી પાલીવાલા..................૧૦
વાએડા. દેવરાજ જસરાજ ભજરીઆ....................૧૦
જોસી. માવજી લવજી...............................૧૦
ઠા. વાળજી ગોવિંદજી સુતરીઆ.......................૧૦
ઠા. નારણદાસ ખટાઉ...............................૧૦